* ॐ श्रीहरिः *

पुनन्तु मा देवजनाः पुनन्तु मनसाधियः।
पुनन्तु विश्वाभूतानि जातवेदः पुनीहिमाम् ॥

अथर्ववेद

# શુદ્ધિ

## સનાતન અને શાસ્ત્રાનુકુલ છે.

વેદશાસ્ત્ર અને પુરાણોના પ્રમાણો સાથે

મૂળ લેખક
સાહિત્ય ભૂષણ પં૦ પ્રિયદત્ત શાસ્ત્રી

શ્રી ભારતીય હિંદુ શુદ્ધિ સભા આગ્રાની આજ્ઞાથી

અનુવાદક અને પ્રકાશક
પં૦ નર્મદાશંકર બાલાશંકર અંકલેશ્વર
મંત્રી હિંદુ મહાસભા દક્ષિણ ગુજરાત.

૫૦૦૦ પ્રથમાવૃત્તિ   સન ૧૯૨૪.

## पतित परावर्तन

उतदेवा अवहितं देवा उन्नयथा पुनः उतागश्चक्रुषं देवा देवा जीवयथा पुनः ॥ ऋ० १० । १३७ । १

### ધર્મ દાન દેવાની આજ્ઞા

ॐ इन्द्रंवर्धन्तो अप्तुरं अपघ्नन्तो अरावणः

कृणवन्तो विश्वमार्यम् ॥ ऋग्वेद ९-६३-५

અર્થ—પરમેશ્વરના નામને આગળ વધારતાં સઘળા સંસારને આર્ય બનાવતા બનાવતા અધર્મીઓને પાછળ નાખી દઈ આગળ વધો.

समानी प्रपा सहवोऽन्नभागः समाने योक्त्रे सहवो युनज्मि

॥ ६ अथर्व ॥ कां० ३ सुत्र ३०

અર્થ—તમારૂં ભોજન આદિ વ્યવહારો એક સમાનતાથી પ્રેમ રાખી કરો.

पौण्ड्रकाश्चौड द्रविडाः काम्बोजा यवनाः शकाः पारदापल्हवाश्चीनाः किराता दरदाखशः ॥ १५ ॥ मुखबाहु रूपज्जानां या लोके जातयो व हिः । म्लेच्छ वाचाश्चार्य भाषा सर्वेतेदस्यवः स्मृताः ॥ १६ ॥ महाभारत

---

પ્રકાશક—પં. નર્મદાશંકર બાલાશંકર અંકલેશ્વર.
સુરત–અમાનપુરી. બાગળ બાજીવાળી પોળ. અનાવિલ લોજની બાજુમાં
આવેલા "શ્રી અનાવિલ બંધુ" પ્રી. પ્રેસમાં
ગોવિંદજી ડાહ્યાભાઇ નાયકે છાપી.

* ॐ શ્રી હરિઃ *

# શુદ્ધિ.



## [illegible]તન અને શાસ્ત્રાનુકુલ છે.

આજકાલ મોલેસલામ ગરાસીયાઓની શુદ્ધિને જોઇને કેટલાક શાસ્ત્રોથી અજાણ લોકને કહેતાં સાંભળીયે છીએ કે "એ ભ્રષ્ટાચાર છે, અધર્મ છે, શુદ્ધિનું શાસ્ત્રો અને પુરાણોમાં કંઇ પ્રમાણ નથી મલતું." ખુદ મહાત્મા ગાંધીજી જેવા સત્યાગ્રહી પણ વેદશાસ્ત્રોથી પુરતા જાણકાર ન હોવાથી અને પુરતી તપાસ કે ચોકસાઈ કરવાનો વખત ન મલવાથી યા તો બીજા કોઈ કારણથી આવી મિથ્યા ભ્રમજાળમાં ફસાઈ લખે છે કે "મારા અભિપ્રાય પ્રમાણે તો ખ્રીસ્તી ધર્મમાં અને એથી ઓછા પ્રમાણમાં ઇસ્લામમાં જેમ પરધર્મીને વટલાવી પોતાના ધર્મમાં લેવાનો વિધી રહેલો છે તેવી વસ્તુ હિંદુધર્મમાં છેજ નહિ." આ મહાત્માજીનો અભિપ્રાય જે ધર્મમાં પોતે જન્મ્યા છે તેના ધર્મશાસ્ત્રોના અવલોકન અને વિચારણા માટે ઓછો અવકાશ મળેલો હોય તેને લીધે કદાચ હોય. આવા લોકોનો ભ્રમ દુર કરવા માટે શાસ્ત્રો અને પુરાણોમાંથી કેટલાક પ્રમાણો આપવામાં આવે છે કે જેથી આ ભોળા હિંદુઓને માલૂમ પડે કે આપણાં ધર્મશાસ્ત્રોમાં શુદ્ધિનું વિધાન છે એટલુંજ નહિ પણ પુરાણોમાં તો એવા સંકડો ઉદાહરણો મલી આવે છે કે જેથી ચોખ્ખું સિદ્ધ થાય છે કે હમારા પૂર્વજ ઋષિ મુનીઓ અને રાજા મહારાજાઓએ લાખો કરોડો (બૌદ્ધ અને) મ્લેચ્છોને શુદ્ધ કરીને ફરીથી સનાતન ધર્મ–હિંદુ જાતિમાં મેળવી લીધા હતા.

તે વખતના હિંદુ નેતાઓ અને ઋષિમુનીઓ હિંદુ જનતાની સંખ્યા ઘટતાં ગૌવધ અને હિંસા વધે છે એ સારી રીતે સમજતા હતા અને

પવિત્ર મહાનુભાવ પુર્વજોએ અહિંસા ધર્મની વૃદ્ધિ માટે હિંદુ જનતાની સંખ્યા ઘટતી અટકાવવા કેવા ભગીરથ પ્રયત્નો શાસ્ત્રાનુકુલ કર્યા છે તે નીચેનું વાંચતાં જણાશે. એથી વિરૂદ્ધ કામ કરનારને હિંદુ જનતા હિંદુ જાતિના ઉપકારક કે નેતા તરીકે ગણી ન શકે. પતિત પાવન શ્રીમદ્ શંકરાચાર્યના ઝળહળતા જમાના પછીથી કેટલાંક વર્ષો વીતી ગયાં અને ત્યાર પછીથી છેલ્લા પાંચસો વર્ષથી વિદ્યા અને ધર્મશાસ્ત્રોના અજ્ઞાનનો એક અંધકારમય જમાનો આવ્યો, જેમાં અનેક તાર્કિક મતોના રાફડા ફાટયા. સામાન્ય પ્રજામાં ધર્મનું ગાઢ અજ્ઞાન ફેલાયું અને ખુદ બ્રાહ્મણોમાં પણ ધર્મ સંબંધી ઉંડા અભ્યાસની ખામી હતી અને તેથી આ અંધકારમય જમાનામા ધર્મના નામની બુમો મારી હિંદુ સમાજે કરોડો હિંદુ ભાઇઓને ગુમાવી દઇ પરધર્મીઓની સંખ્યાને વધારી પોતાની જાત અને ધર્મ ઉપર કુહાડાના ઘા માર્યા છે. તથા અહિંસા અહિંસા કહી હિંસા અને બદફેલી હિંદમાં વધારી દીધી છે, ધર્મનું અને હિંદુ જનતાનું અપમાન થયા કરે છે, જ્યાં જુઓ ત્યાં હિંદુઓ માર ખાય છે, ગૌહત્યા થાય છે, સ્ત્રીઓના સતીત્વ લૂંટાય છે. તમારા ધર્મ સ્થાપક પૂર્વજો આવા બ્હીકણ કે નામર્દ ન હતા. તેઓએ ધર્મ ભ્રષ્ટ તો શું પણ વિધર્મીઓની શુદ્ધિ કેવી નીડરતાથી શાસ્ત્રીય રીતે કરી છે તેના અનેક દાખલા અહીં પ્રમાણ સાથે આપીએ છીએ. શ્રીમત્ શંકરાચાર્યે તો પોતાના ફુંકેલા શંખનો ધ્વની જે જે સાંભળે તેઓને શુદ્ધ થયેલા ગણેલાં છે.

## મહાત્મા કણ્વ ઋષીએ કરેલ શુદ્ધિ

ભવિષ્ય પુરાણ પ્રતિ સર્ગ પર્વ ૪ અધ્યાય ૨૧ માં લખ્યું છે કે દેવી સરસ્વતીની આજ્ઞાથી કણ્વ ઋષિએ મિશ્ર દેશમ જઇ દશ હજાર મ્લેચ્છોની શુદ્ધિ કરી. તેમને સંસ્કૃત ભણાવીાં

ભારત વર્ષમાં લાવ્યા અને તેમાંથી બે હજારને વૈશ્ય બનાવ્યા, વળી એજ અધ્યાયમાં વર્ણવે છે કે અગ્નિવંશજ રાજાઓની સહાયતાથી બ્રાહ્મણોએ દશ કરોડ બૌધ્ધોને શુદ્ધ કરી હિંદુ ધર્મમાં પ્રવેશ કરાવ્યો.

भविष्यपुराण प्रति सर्ग पर्व ख० ४ अ० २१

सरस्वत्याज्ञया कण्वो मिश्रदेशमुपाययौ। म्लेच्छान् संस्कृत्य चाभाष्य तदा दशसहस्रकान् ॥ वशीकृत्य स्वयंप्राप्तो ब्रह्मावर्ते महोत्तमे। तेसर्वे तपसादेवीं तुष्टु वुश्च सरस्वतीम ॥ १२॥

पञ्चवर्षान्तरेदेवी प्रादुर्भुता सरस्वती। सपत्नीकांश्च तानम्लेच्छान् शूद्रवर्णायचा करोत् ॥ कार वृत्ति कराः सर्वे बभूवुर्बहुपुत्रकाः। द्विसहस्रस्तदा तेषां मध्येवैश्याः बभुविरे ॥ तन्मध्ये चाचार्य पृथुर्नाम्ना कश्यपसेवकः। तपसा च तुष्टाव द्वादशाब्द महामुनिम् ॥१४॥

तदा प्रसन्नोभगवान् कण्वोवेदविदाम्वरः। तेषां चकार राजानं राजपुत्र पुरंदरौ ॥१५॥

આગળ એજ અધ્યાયમાં કથા લખી છે કે વૈષ્ણવ સંપ્રદાયના શ્રી કૃષ્ણ ચૈતન્યદેવના મુખ્ય શિષ્ય સ્વામી રામાનંદજી આચાર્ય નિમ્બાદિત્યજી, શ્રી વિષ્ણુ સ્વામીજી તથા આચાર્ય વાણીભૂષણ આદિ સાત આચાર્યોએ હરિદ્વાર, પ્રયાગ, અયોધ્યા કાશી અને કાંચી નગરી વગેરે તીર્થ સ્થાનોમાં જઇને લાખો મ્લેચ્છ લોકોને પવિત્ર વૈષ્ણવ ધર્મનો ઉપદેશ દઇને હિંદુ ધર્મમાં દાખલ કર્યા. જેમને સંશય હોય તેમણે ભવિષ્ય પુરાણનો આ અધ્યાય જોઇને અથવા વિદ્વાનો પાસેથી સાંભળી લઇ પોતાનો સંદેહ મટાડવો. વિસ્તાર ભયથી આખી કથા અમે અહીં આપી શકતા નથી.

જ્યારે હમારા પુરાણ શાસ્ત્રોમાં પૂરેપૂરા મ્લેચ્છોને શુદ્ધ કરી હિંદુ ધર્મમાં હમારા ધર્માચાર્યો દ્વારા પ્રવેશ કરાવવાનો વિધાન મલી આવે છે તો પછી મોલેસલામ રાજપુતો તો થોડાઘણા મુસલમાની રીવાજો સિવાય હિંદુજ છે એમને મુસલમાન કહેવા એ મહા અનર્થ અને હિંદુધર્મની મશ્કરી કરવા રૂપ છે કારણ કે એમનો મુસલમાનો સાથે દીકરી લેવાનો બીલકુલ સંબંધ નથી અને ઘણી જગ્યાએ એમની સાથે ખાવા પીવાની અટકાયત પણ હિંદુઓ જેટલીજ સખત છે.

ધર્મશાસ્ત્રોમાં તો દેવલ મુનીએ દેવલ સ્મૃતિમાં ગોહત્યારા મ્લેચ્છોનુ એઠું ખાનારાની પણ શુદ્ધિનું વિધાન નીચે મુજબ બતાવ્યું છે.

**बलाद्दासी कृतो म्लेच्छैश्चाण्डालाद्यैश्च दस्युभिः।**
**अशुभं कारितं कर्म तथा गवादि प्राणि हिंसनम्**
**उच्छिष्ट मार्जनं चैव तथा तस्यैव भक्षणम्**
**तत्स्त्रीणांच तथा संग स्ताभिश्च सह भोजनम्**
**इत्यादि (रणबीर प्रायश्चिते)**

અર્થ—જેને મલેચ્છો ચોર કે ચાંડાલોએ જબરદસ્તી દાસ બનાવ્યા હોય અને તેમનાથી ગૌઆદિ પ્રાણીઓની હત્યા કરાવી હોય અથવા પોતાનું એઠું ખવડાવ્યું હોય અથવા તેમની સ્ત્રીઓની સાથે ભોજન અથવા સંગ કર્યો હોય તો તેમની શુદ્ધિ કૃચ્છ સાંતપન વ્રતથી થાય છે.

આપત્તિના વખતે મોટા મોટા ઋષિ મુનીઓએ પણ અભક્ષ્ય ભક્ષણ કરી પોતાના પ્રાણની રક્ષા કરી છે. મહાભારત શાન્તિ પર્વ અ. ૧૧ માં લખ્યું છે કે મહર્ષિ વિશ્વામિત્રે ચાંડાલને ઘેર ભોજન કરી પોતાનો પ્રાણ બચાવ્યો એ ઉપરાંત

**श्वमांस मिच्छन्ना र्तोऽत्तुं धर्माधर्म विचक्षणः**
**प्राणानां परिरक्षार्थं वामदेवो न लिप्तवान्**
**मनुः अ० १० श्लो० १०६**

અર્થ—ધર્મ અધર્મના જ્ઞાતા ભૂખ્યા થયેલ વામદેવ ઋષિએ પ્રાણની રક્ષા માટે કુતરાંનું માંસ ખાવાની ઇચ્છા કરી પણ પાપી ન થયા કેમકે શાસ્ત્રોમાં લખ્યું છે કે

**आपद्‌गतो द्विजोऽश्नीयाद् गृह्णीयाद्वा यतस्ततः**
**न स लिप्यते पापेन पद्मपत्रमिवाम्भसा**
**बृ० पा० ६—३१८**

અર્થ—આપત્તિમાં પડેલો દ્વિજ એટલે બ્રાહ્મણ ક્ષત્રિય વૈશ્ય જ્યાં મળે ત્યાંથી ખાઇ લેવાથી પણ જળમાં રહેલા કમળ માફક પાપથી લેપાતો નથી. વળી આપત્તિ સમયે પરાશર સ્મૃતિમાં આજ્ઞા છે કે

**देशभंगे प्रवासे च व्याधिषु व्यसनेष्वपि**
**रक्षेदेव स्वदेहादि पश्चाद्धर्मं समाचरेत्**
**परा० ७—४१**

અર્થ—દેશમાં ગડબડ થઈ હોય તે વખતે, પરદેશમાં, બીમારી અને વ્યસનની મુસીબતમાં પોતાના શરીર વગેરેની રક્ષા કોઈ પણ રીતે કરી લઇ પછીથી શાંતિના સમયમાં ધર્મ વ્રત આદિ કરી લેવાં.

આપત્તિનાં સમયમાં અથવા જબરજસ્તીથી જો કોઇથી કાંઈ અશુભ કામ થઇ જાય તો જાતિસભા (પંચાયત) વિદ્વાન બ્રાહ્મણોની સહાયતાથી દેશકાલને અનુસરી તેમને પ્રાયશ્ચિત કરાવી પોતાની જાતિમાં મેળવી શકે છે. પંચાયતના વિષયમાં પરાશર મુની લખે છે કે—

**परिषद्दशावरा प्रोक्ता ब्राह्मणै र्वेदपारगै**
**सा यद्‌ब्रूयात्स धर्मः स्यात्स्वयम्भू भूरित्यकल्पयत्**
**बृह० पा० अ० ६**

જે પંચાયતોમાં વેદોને જાણવાવાલા ૧૦ વિદ્વાન બ્રાહ્મણ હોય તો તેવી પંચાયત જે કાંઇ નિર્ણય કરે તો તે ધર્મ કહેવાય છે. જો દશ વિદ્વાન બ્રાહ્મણો ન મેલવી શકાય તો વશિષ્ઠજી ઋષિ કહે છે કે-

**चत्वारो वा त्रयो वापि यं ब्रूयुर्वेदपारगा:**
**सधर्म इति विज्ञयो नेतरेषां सहस्रश: २**

ચાર અગર ત્રણ પણ વેદ શાસ્ત્ર જાણવાવાળા વિદ્વાન બ્રાહ્મણ જે સભામાં હોય તેની સંમતિ ધર્માનુકુળ છે અને એ સિવાયના હજારો અજ્ઞાનીઓની સંમતિ હોય તો પણ ધર્માનુકુળ નથી. મનુમહારાજ કહે છે કે-

**अव्रतानाममन्त्राणां जातिमात्रोपजीविनाम्:**
**सहस्रश: समेतानां परिष-त्वं न विद्यते**
**मनु: अ० ११ श्लो० ११४**

અર્થ-વ્રતથી રહિત વેદમંત્રો ન જાણવાવાલા કેવલ જાતિ અભિમાન ઉપર ભાર દેનારા હજારો મનુષ્ય એકઠા થાય તો પણ તેને પંચાયત ન કહી શકાય. એ માટે પરાશર મુની લખે છે કે

**न सा वृद्धैर्न तरुणैर्न सुरुपै र्धनान्वितै:**
**त्रिभिरेकेन परिषत्स्याद्धिद्धिर्द्धि विदुषापिवा**
**बृह० पारा० अ० ६ श्लो० ६८**

અર્થ-ધર્મનો નિર્ણય કરવામાં ઘરડા કે જુવાન, ખુબસુરત અગર અમીરોની સભા પંચાયત નથી ગણાતી પણ જેમાં ત્રણ અગર એકપણ વિદ્વાન હોય તે પંચાયત ધર્મ નિર્ણય કરવાનો અધિકાર ધરાવે છે. એ પંચાયતનું કર્તવ્ય છે કે.

**देशं कालं वय: शक्तिं पापं चावेक्ष्य यत्नत:**
**प्रायश्चित्तं प्रकल्प्यं स्याद्यत्रस्यादस्य निष्कृति:**
**मनु०अ० ११**

અર્થ-દેશકાલને તપાસી શુદ્ધ થવાવાલાની ઉમર અને શક્તિનો તથા પાપના પ્રમાણનો બરાબર વિચાર કરી પંચાયતે પ્રાયશ્ચિતનો નિશ્ચય

કરાવે અને તે વડે અશુદ્ધની શુદ્ધિ કરવી. એવીજ મતલબની આજ્ઞા યાજ્ઞવલ્કય મહારાજની છે.

આ શાસ્ત્રીય આજ્ઞાનુસાર અખિલ ભારતીય ક્ષત્રિય મહાસભાએ મલ્કાના રાજપુતોને શુદ્ધ કરી પોતાની બીરાદરીમાં મેળવી લેવાનો ફેંસલો કર્યો છે, અને સમસ્ત ભારતની સનાતન ધર્મ સભાઓના પ્રતિનિધિ સ્વરૂપ ભારત ધર્મ મહામંડલ જેમાં સમસ્ત ભારતના મોટા મોટા વિદ્વાનો સામીલ છે તેમણે મલ્કાનો (મોલેસલામ રાજપુતો)ને શુદ્ધ કરી પોતપોતાની જાતિમાં મેળવી લેવા આજ્ઞા દીધી છે અને તે મુજબ હિંદુ શુદ્ધિ સભા તેમને શાસ્ત્ર વિધિથી શુદ્ધ કરવાનું કાર્ય કરી રહી છે.

## શુદ્ધિ ન કરનારને લાગતું પ્રાયશ્ચિત.

વિધર્મિયોના બહેકાવવાથી અથવા કોઇ લોભ કે દ્વેષને વશ થઇ જે જાતિ અગર પંચાયત પ્રાયશ્ચિત કરાવી શુધ્ધિ કરવા યોગ્યની શુદ્ધિ ન કરે તો તે પોતે તેવાજ પાપના ભાગી થાય છે. જે મનુજી લખે છે કે.

**आर्त्तानां मार्ग माणानां प्रायश्चित्तानि ये द्विजाः**
**जानन्तोऽपि न यच्छन्ति तु वै यान्ति ममं तु तैः**
**मनु ११ अ०**

અર્થ—જે દ્વિજો શુદ્ધિ માગનારને જાણી બુજીને પ્રાયશ્ચિત નથી કરાવતા તો તે પ્રાયશ્ચિત માગનારનું પહેલાનું તથા હવે પછી જે પાપ કરશે તે સઘળા પાપો તે દ્વિજોને લાગે છે. હમારા ઋષિ મુનીયોએ અશુદ્ધ મનુષ્યને શુદ્ધ કરવા માટે ગાયત્રી ગંગાસ્નાન આદિ અનેક ઉપાયો શાસ્ત્ર પુરાણોમાં બતાવ્યા છે. એ ઉપાયો બતાવ્યા છે એટલુંજ નહિ પણ તે મુજબ લાખો કરોડો મનુષ્યોને શુદ્ધ કરી હિંદુ ધર્મમાં દાખલ કર્યા છે.

## ગાયત્રી મંત્રથી શુદ્ધિ.

**गायत्री परमा देवी भुक्ति मुक्ति प्रदा च नाम्**
**यो जपेत्तस्य पापानि विनश्यन्ति महान्त्यपि. गुरुड पुराण**

**गायत्र्या शत साहस्रं सर्वपाप हरंस्मृतम:**

**पृ० पा० ६-२८१**

અર્થ-ગાયત્રી દેવી રક્ષા કરનાર તથા મુકિત આપવાવાળી છે જે તેનો જપ કરે છે તેના મોટા મોટા પાપ પણ નાશ પામે છે. એકલક્ષ ગાયત્રીનો જપ દરેક પાપનો નાશ કરે છે.

**गायत्त्र्यास्तु परं नास्ति शोधनं पाप कर्मणाम**

અર્થ-પાપનું નાશ કરવા માટે ગાયત્રીથી વધારે મોટું બીજું કોઈ સાધન નથી.

## ગંગા સ્નાનથી શુદ્ધિ.

**वाङ्मन: कर्मजैर्गस्तः पापैरपि पुमानिह**

**वीक्ष्य गंगां भवेत्पूतोऽत्र नास्ति तु संशय:**

મનવાણી અને શરીરના પાપોથી ભરેલો મનુષ્ય પણ ગંગાજીના દર્શન કરવાથી પણ શુદ્ધ થાય છે.

## ભગવાનના નામસ્મરથી શુદ્ધિ.

**ॐ अपवित्र: पवित्रो वा सर्वावस्थां गतोऽपिवां**

**यः स्मरेत्पुण्डरीकाक्षं स बाह्याभ्यन्तरः शुचिः**

અર્થ-પવિત્ર કે અપવિત્ર ગમે તેવી દશામાં હોય તોપણ ભગવાનના સ્મરણ માત્રથી બાહેર તથા અંદરથી શુદ્ધ થઇ જાય છે.

## રામનામથી શુદ્ધિ.

**श्री राम राम रामेति ये वदन्त्यति पापिनः**

**पाप कोटि सहस्रे भ्यस्तेषां सन्तरणं ध्रुवम:**

અતિ પાપી પણ ત્રણ વાર રામનામ ઉચ્ચારે તો કરોડો પાપોથી છુટી શુદ્ધ થાય છે. મહાત્મા તુલસીદાસજી વધારામાં નીચે મુજબ દુહો કહે છે.

श्वपच शबर खल यवन जड पामर कोल किरात
राम कहत पावन परम होत भुवन विख्यात
तु० रा० अ० कां०

## વિપ્રના ચરણામૃતથી શુદ્ધિ.

नश्यन्ति सर्वे पापानि द्विजहत्यादिकानि च
कणमात्रं भजेद्यस्तु विप्रांघ्रिसलिलं नरः
प० पु० ब्र० खं० ४ अ०

બ્રાહ્મણના ચરણામૃતના એક ટીપાના ગ્રહણ કરનારના બ્રહ્મહત્યાદી તમામ પાપો નષ્ટ થાય છે.

## પ્રાણાયામ અને વ્રતો આદીથી શુદ્ધિ.

याज्ञवल्क्य —

प्राणायाम शतंकार्यं सर्वपापा पनुत्तये उपपातक जातानामनादिष्टस्यचैवहि प्र० ५ श्लो० ३०५

અર્થ–ગૌહત્યા આદિ ૫૬ નાનાં નાનાં પાપો અને જાતિથી ભ્રષ્ટ થએલા એવાં એવાં પાપો સો પ્રાણાયામ કરવાથી નાશ પામે છે.

અર્થ–જેમણે એક વરસથી વધારે સમય મ્લેચ્છોનું અન્ન ખાધું છે, મ્લેચ્છનો સહવાસ કર્યો છે; તેમની શુદ્ધિ ત્રણ દિવસનું વ્રત કરવાથી થાય છે.

म्लेच्छान्नम्लेच्छ संस्पर्शो म्लेच्छेनसहस स्थितिः वत्सरं वत्सरादूर्ध्वं त्रिरात्रेण विशुद्ध्यति देवल स्मृति

ઉપરોક્ત શાસ્ત્રોક્ત ઉપાયોમાંથી વિદ્વાનો પાસેથી પ્રાયશ્ચિતનો નિશ્ચય કરાવી બ્રાહ્મણો પાસે યથાવિધિ પ્રાયશ્ચિત કરાવી યજ્ઞોપવિત પહેરાવવું.

तेषां स्वयमेव शुद्धि मिच्छतां प्रायश्चित्तानन्त रमुपन यनम्: आप० सूत्र

અર્થ—એ અશુદ્ધ થયેલાને જો તેઓ પોતે શુદ્ધિની ઇચ્છા કરે તો શુદ્ધિ પછી યજ્ઞોપવિત પહેરાવવું એમ આપસ્તમ્બ સુત્રમાં કહે છે.

**હવે યજ્ઞોપવિત માટે દેવલ મુની નીચે મુજબ આજ્ઞા દે છે.**

**प्रायश्चिते विनीते तु तदा तेषां कलेवरे**
**कर्त्तव्यः मूत्र संस्कारो मेखला दण्ड वर्जितः**

અર્થ—અશુધ્ધોના પ્રાયશ્ચિત થયા પછી એમના શરીર પર મેખલા તથા દંડ સિવાયનો યજ્ઞોપવિત સંસ્કાર કરવો અને યજ્ઞોપવિત અપાય કે તરતજ તેને પોતાની જાતિમાં મેલવી લેવાની આજ્ઞા નીચેના સુત્રથી દેવલ ઋષિ આપે છે.

**तदासौ स्वकुटुम्बानां पंक्ति प्राप्नोति नान्यथा**

મનુ સ્મૃતિમાં મનુ મહારાજ અધ્યાય ૧૧ માં જણાવે છે કે

**सर्वाणि ज्ञाति कर्माणि यथा पुर्व समाचरेत्**

અર્થ—શુદ્ધ થયા પછી તે પહેલાંની માફક પોતાના મૂળ વર્ણના તમામ કામો તેણે કરવાં.

એ સત્ય છે કે મોલેસલામ રાજપુતોમાં મુસલમાનો જેવા થોડાક રીતરીવાજ છે અને તેથી રાજપુતો તેમના હાથનું ભોજન લેતા નથી પરંતુ ગંગાજલ, પંચામૃત તુલસીદલ, યજ્ઞ રામનામ અને ગાયત્રીમંત્રાદિથી બ્રાહ્મણોદ્વારા શુદ્ધિ થતાં અને એવી મુસલમાની રસમો છોડી દેતાં અને બની શકે ત્યાં યજ્ઞોપવિત ધારણ કરતાં રાજપુતોને એમની જોડે રોટી બેટી વ્યવહાર રાખવામાં કોઇ જાતનો શાસ્ત્રોકત કે વ્યવહારીક કોઇપણ જાતનો વાંધો હોવો ન જોઇએ કારણ કે હિંદુ શાસ્ત્રોમાં સ્પષ્ટ આજ્ઞા છે કે.

**कृत्वा पापं हि सन्तप्य तस्मात्पापात्प्रमुच्यते**
**नैवं कुर्यां पुनरिति निवृत्या पूयते तु सः**

મનુસ્મૃતિ અધ્યા ૧૧ શ્લોક ૨૩૦

જે મનુષ્ય પાપ કરી પશ્ચાતાપ કરે છે અને ફરીથી ન કરવાની પ્રતિજ્ઞા લે છે અને હંમેશાં એ પાપથી દુર રહે છે તો તે શુધ્ધ થઇ જાય છે.

**एनस्त्रिभिर निर्णिक्तैनर्थिं किंचित्सहाचरेत्**
**कृत निर्णेजनाँश्चैव न जुगुप्सेत कर्हिचित्**

મનુ સ્મૃતિ અ. ૧૧.

શુદ્ધ કરવા યોગ્ય મનુષ્ય જોડે પહેલાં કોઇ પ્રકારનો સંબંધ ન રાખવો અને શુદ્ધિ થઇ ગયા પછી તેની જોડે વ્યવહારમાં ભેદભાવ ન રાખવો.

વિષ્ણુ પુરાણમાં લખ્યું છે કે

**क्षत्रियाश्चतेधर्मं परित्यागाद् ब्राह्मणेश्च परित्यक्ता म्लेच्छतां ययुः वि० पु० ४, ३**

અર્થ—જે ક્ષત્રિયો અધર્મી આચરણ કરે અને બ્રાહ્મણો તેમનો ત્યાગ કરે એટલે તેઓ મ્લેચ્છપણાને પ્રાપ્ત થાય છે. જ્યારે એમ છે તો તેમને મ્લેચ્છપણામાંથી છોડાવવા જ્યારે તેવા ક્ષત્રિયો અધર્મરૂપી મ્લેચ્છપણાના રોગમાંથી મુક્ત થવા ઇચ્છતાં મહાનુભાવ અત્રિ ઋષિ આ મહારોગની નીચે મુજબની દવા બતાવે છે.

**अंगीकारेण बंधूनां ब्राह्मणानुग्रहेण, पूयंते तत्र पापिष्टा महापाति किनोऽपिये. अत्रि० २७४**

અર્થ—જાતિ ભાઇઓ અંગીકાર કરે અને બ્રાહ્મણોનો અનુગ્રહ મળે તો મોટા મોટા પાતકીયો પણ પાવન થઇ જાય છે. (અત્રિ.૨૭૪)

**હિંદુ શાસ્ત્ર વિધિથી શુદ્ધ થયેલ મનુષ્ય જોડે શુદ્ધિ પછી પોતાના વર્ણ ધર્માનુસાર ભોજનાદિ વ્યવહાર જે કરતા નથી તેઓ પોતાના ધર્મગ્રંથ વેદ શાસ્ત્રોની આજ્ઞા ન માનનાર વેદોનુ અપમાન કરવાવાળા વેદ નિંદક બને છે અને**

વેદ નિંદકને મનુ મહારાજે **नास्तिको वेद निन्दकः** નાસ્તિક કહ્યા છે આવા શાસ્ત્રવિધિ છોડી દેનાર માટે કૃષ્ણચંદ્રે ગીતામાં નીચે મુજબનું શાસન કર્યું છે.

**यः शास्त्र विधिमृत्सृज्य वर्त्तते काम चारतः**
**न स सिद्धिमवाप्नोति न सुखं न परांगतिम्**

અર્થ—જે મનુષ્ય શાસ્ત્ર મર્યાદા છોડી દઈ સ્વેચ્છાથી શાસ્ત્ર વિરૂદ્ધ આચરણ કરે છે તેમને સિદ્ધિ સુખ કે મોક્ષ કદી મલતું નથી.

આ ઉપરથી વાંચકને જણાશે કે જેમાં સહેજ પણ અક્લ અને પોતાના શાસ્ત્રોપર શ્રદ્ધા હશે તે તો શુદ્ધિનો વિરોધ કરશે નહિ.

## સનાતન ધર્મિયો ! સાવધાન !

સનાતન ધર્મિયો સાવધાન થઈ જો જો કે મુસલમાનોના બહેકાવવાથી ફસી જઈ વેદ નિંદક, નાસ્તિક, જાતિદ્રોહી, ગૌબ્રાહ્મણ વિરોધિ ન બની જતા. અમે તો તમને શાસ્ત્રવિધિ બતલાવી દીધી છે; એ ઉપર ચાલવું કે ન ચાલવું એ તમારૂં કામ છે.

અહી સુધી તો અમે શાસ્ત્રીય પ્રમાણોથી શુદ્ધિને સિદ્ધ કરી આપી છે હવે અમે કંઈક સાચી બનેલી ઘટનાઓથી સાબીત કરશું કે રાજપુત જાતિ બહુ જુના જમાનાથી પતિતોની શુદ્ધિ કરી પોતાનામાં મેલવી રહી છે અને આજે પણ મેળવી રહી છે. ઘણા પ્રાચીન સમયથી ક્ષત્રિય જાતિએ હુણ, મગ, શક, તુર્ક વગેરે પરદેશીયોને પોતાની અંદર મેળવ્યા હતા, તે વાતને તો અમે આ વખતે રહેવા દઇયે છીએ કદાચ જરૂર પડશે તો બીજી વખત લખીશું.

મથુરા જીલ્લામાં અકબરપુર અને બયગામના મલકાનોને ૭૦–૭૫ વરસ પહેલાં બાછલ રજપૂતોએ ખરેખરા પ્રયત્નથી પોતાની સાથે

મેળવ્યા અને જ્યારથી મેળવ્યા ત્યારથી એમનો દરેક પ્રકારનો સંબંધ રાજપુતોમાં થઈ રહ્યો છે.

અલીગઢ જીલ્લાના સિકન્દરપુર ગામના મલકાનોને જાયસ ધારના ઠાકુરોએ મેળવ્યા અને એમના વિવાહ વિગેરેનો સંબંધ પણ ઠાકુરોમાં થાય છે.

હમણાં ૧૬-૧૭ વર્ષ પહેલાં ઇટાવા જીલ્લાના બંન્થરા ગામના મલકાનોને ત્યાંના ચૌહાણોએ શુદ્ધ કરી ભેગા કર્યા અને એમના વિવાહ વગેરેનો સબંધ પણ જંધારે અને હિંદુ ઠાકુરોમાં તે વખતથી થઈ રહ્યો છે.

અરે એટલે દુર જવાની શો જરૂર છે? હમણાંજ ૩-૪ વરસ પહેલાં સેંકડો નહિપણ હજારો આપણા ધર્મચ્યુત ભાઇયોને રજપૂત જાતિએ શુદ્ધિ કર્યા વિના પોતાની સાથે મેળવ્યા. કોણ નથી જાણતું કે યુરોપના મહાયુદ્ધમાં અમારા દેશના લાખો બ્રાહ્મણો અને ઠાકુરોએ ફ્રાન્સ અને તુર્કીના મેદાનમાં ઇસાઇ અને મુસલમાનોના હાથનું રાંધેલું ખાધું અને સેંકડોને તો રોટલી ન મલવાથી કોહી ગએલા ઘોડાનું માંસ ખાઇ ખાઇને નિભાવ્યું જે વખતે એ યુધ્ધમાંથી પાછા આવ્યા ત્યારે કોણે શુદ્ધિ કરી અગર કરાવી? તમામ જાતિઓ અને ખાસ કરી રજપૂત જાતિએ કંઇપણ બોલ્યા ચાલ્યા વિના બધાને ભેગા કરી લીધા.

જેમકે ૭૦-૮૦ વર્ષ પહેલાં નહિ પણ ૩-૪ વરસ પહેલાં પણ રજપૂત જાતિમાં મલકાનો અથવા ધર્મચ્યુત ભાઇઓને પોતાની સાથે ભેગા કરવાની હિંમત હતી તો એ હિંમત આજે ક્યાં ચાલી ગઇ? હું તો કહીશ કે રજપૂત જાતિમાં હમણાં પણ એજ હિંમત મોજુદ છે. ત્યારે તો આજે પણ એનો જથ્થો એટલો મોટો છે કે, કોળી, બારીયાની વગેરેની હજારો સ્ત્રીઓને પચાવી જઇ ખબર પણ પડવા દીધી નથી. જેમને આ વાતની ખાત્રી ન થતી હોય તેમણે મકદૂમ, રાર, બૈજ,

ગોવર્ધન બિસુ, બાકી, સીંહાના વીગેરે ગામોમાં જઇ પોતાની નજરે જોઇ આવવું. દાખલા તરીકે ગંગા નદીના મહીમાં અપાર છે જેમ પતિત પાવન ભાગીરથી હજારો ગંદા નાળાંનું પાણી લાવે છતાં પવિત્ર કહેવાય છે

**अंगीकारेण बन्धूनां ब्राह्मणानुग्रहेण च**
**पूयन्ते तत्र पापिष्ठा महापातककिनोऽपिये**

અર્થ—જાતિના સ્વીકાર કરવાથી અને બ્રાહ્મણોની કૃપાથી ગમે તેવો પાપી માણસ પણ પવિત્ર થઇ જાય છે.

નવાઇ તો આ વાતની છે કે જે 'જાતિએ પોતાની ઉદારતાથી પોતાનામા લાખો પરદેશી જાતોને પણ મેળવી લીધી તેમાના કેટલાક ધર્મથી અજ્ઞાત લોકો પોતાના ભાઇઓને પણ સ્વીકારવા આનાકાની કરે પોતાના અંગોને કાપી ફેંકી દેવા તૈયાર થાય, બીજાના બહેકાવવાથી પોતાના છે તેમને પણ અપનાવવાનો અલૌકિક ગુણ ભુલી જાય અને ધર્મના દુશ્મનોના હથીયાર રૂપ બને એ સખેદ આશ્ચર્ય પેદા કરે છે. ઓ શરણાંગતને અપનાવવાવાળી ભગવાન્ રામ અને શ્રી કૃષ્ણના જન્મ આપવાવાળી, શીવાજીને ગોદમાં રાખનારી, હિન્દુધર્મ રક્ષક રજપુત જાતિ! ઉઠ, ઉઠીને આંખો ખોલી જો, તારા પ્રાણથી પણ પ્યારા વેદ, બ્રાહ્મણ અને ગાયના દુશ્મન યવનો, તને ઉખેડી નાખવાની કોશીશ કરી રહ્યા છે તને ભુલાવામાં નાખી તારા હૃદયના ટુકડા પણ તારી પાસેથી લઇ લેવાની યોજના કરી રહ્યા છે. ગામે ગામ ઘેરો પડયો છે અને તેમને તારા પાલક મટાડી તારા કટ્ટા શત્રુ બનાવવાની હીલચાલ ચાલી રહી છે તો ઉઠ, ઉભીથા કમર બાંધી મેદાનમાં આવ અને તારા પુત્રોને પરધર્મીઓનાં ફાંદામાંથી છોડાવ અને વર્ષોથી વિખુટા પડેલા પુત્રોને તારી છાતી સાથે લગાવ. ક્ષત્રિય જાતિકી જય, ભગવાન રામચંદ્રકી જય.

**ॐ તતસત્ બ્રહ્માર્પણમસ્તુ ॐ શાંતિઃ શાંતિઃ**